# મંગળાસ્ટક.

—:o:—

જે જગદીશ્વર સ્વામી પરમ કૃપાળુ દયાનીધી ત્રાતાઃ
આરાધું હું તેને "મંગળાસ્ટક" કથું ગુણો ગાતાં;

—:o:—

રચનાર:—

ઉમીયાબાઇ કે. જોશી.

—:o:—



કિંમત રૂ. ૦-૮-૦

૭૨, કાંદાવાડી, રામાશ્રમ, રામદાસ રતનસીના માલામાંથી
ઉમીયાબાઈ કે. જોષીએ પ્રગટ કીધી છે અને
ઇસ્લામ પ્રીન્ટીંગ પ્રેસમાં મુનશી ફતેહખાન
અહમદખાને છાપી છે.

ૐ

"શ્રી દત્ત પ્રસન્ન."

અખીલ વિશ્વપતિ અનંતકોટી બ્રહ્મણ નાયક "શ્રી દત્ત ગુરૂ"ની દમ તથા ખાંસીથી પીડાઇને મરણને આધીન થયેલી બાળા શ્રી ગુરૂ દત્તની સેવા કરવા લાગવાથી તે પીડા જતી રહી છે અને આ પ્રસાદ આપ્યો છે. માણસોની અલ્પ જીંદગીમાં જે માગે તે "કળીયુગી" દેવ અવતાર તેમને બીન દાસીની ભેટ. જેને વધારે પુછવું હોય તો બાઇને મળવાથી ખબર પડશેજ.

# પ્રસ્તાવના.

——:o:——

દેવો ભકિતના કાર્યમાં ગાયન કે ગીતને એક માનવંત જગ્યા આપેલી છે, અને આ પદ્ધતિનો ઉપયોગ દત્ત મંડળના સંસાર યાત્રાનો અમલ પુરો થયા પછી પણ એટલે દેવના સ્થાને પહોંચ્યા પછી પણ ચાલુ રહેશે, ગાવાની રીત પુરાતન દેવના મંડળમાં અને દત્તના મંદીરોમાં પ્રારંભકાળથી આજ સુધીમાં સર્વત્ર સરખી રીતે ઉતરતી આવી છે; એ વિષે શાસ્ત્રોમાં પણ સમાએલાં કેટલાંક ગીતો આવે છે, તેમજ ભકિત કાર્યમાં એનો ઉપયોગ કરવો જોઇએ હવે ગાવુ પણ કેવી રીતે ગાવું એ નીચે પ્રમાણે છે.

ગા તું હેત હઇયે ધરી, ગા ઉમંગે ગા;
આભારી મન રાખતાં, પ્રેમ સમ રીતે ગા,
રાખી હઇયું બોલ તું, મુખ ઉચ્ચારો સાથ;
પ્રેમાનંદે લીનતા, લેજો ગાયન સાથ.
ગા સેવાના ભાવથી, ગા દત્તની પ્રીત;
સઉ પ્રસંગે રાખજે, ગાવાની આ રીત.
દત્ત માંહે બહુ ભરી, ગાવાની શુભ વાત;
ગાયા કરરે જીવડા, આનંદથી દીનરાત.

સદરહુ હેતુ પાર પડે અને ભકિતના કાર્યમાં આમાના ગીતો ઉપયોગી થાય માટે આ પુસ્તકમાંના ગીતો મેં બહાર પાડયા છે અને આશા રાખું છું કે આ ગીતો મારા દત્તમાં ભાઇ બેહેનોને દેવસ્થળમાં ઉપયોગી થઇ પડશે.

# અર્પણ પત્રિકા.

---

સદરહુ નરસોબા વાડીના બ્રાહ્મણ લોકોને કે જેઓ મહેનત લઇને મંત્રો કડે દત્ત મહારાજના સેવક થઇને દત્તને સહાય લઇને જઓને રોગ એટલે પીશાચ તથા બાધા વગેરે મટાડવાને બનતી મહેનત લે છે.

## દોહરો.

સદરહુ પ્રેમી લોક,
હરખે અર્પું આપને મંગળાષ્ટક.
ધર્મ તત્વના જ્ઞાનમાં, રંજીત કીધું મન,
આપ્યું હીનચીંતક થઇ, શીક્ષણ શુભ સઉ દીન.
સ્નેહ સ્મરીને આપનો, તે મોટો ઉપકાર,
મુજ મનમાંથી નીકળ્યો, વ્હાલો આ ઉદગાર.
જો અર્પું કુસુમો તણી, માળા તો ચીમળાય,
કાવ્ય માળા ને અર્પવા વીચાર્યું મન માંય.
દત્ત સ્તુતી પુષ્પનો ગુંથી કીધો હાર.
શુભ રીતે તો દીપશે, આપ કંઠ આહાર.
આ મુજ નવીન પ્રયત્નનો જો કરશો સ્વીકાર,
આજ્ઞાંકિત હું આપની માનીશ બહુ આભાર.

આપની આભારી,
ઉમીયાબાઇ કે. જોષી.
કાવ્ય કર્તા.

# મંગળાસ્ટક.

## સહાયને માટે દેવ સ્તુતી.

### રાગ-ભરવી.

નમું પ્રભુ પદ જુગલ હસ્ત જોડી, દીન આજ હું, ટેક.
માગું સાહય દે મને, આવું છું કૃપાસને.
રાચતો જાચતો, ને પુકારતોજ હું, નમું. ૧
આદરૂં હુ કાવ્ય ગ્રંથ, મુખ પ્રભાથી દે સુપંથ,
દેવ નામ, દેવ કામ, ગાઇને પ્રગટ કરૂં. નમું. ૨
આપ છો અપાર, પાર, લઇ શકે શું કાવ્ય કાર,
ગુણ અમાપ, પ્રેમ અગાધ, ભુષિત શ્રેષ્ઠતાથી તું. નમું. ૩
શુદ્ધ આતમા તું આવ, શકિત તારીથી ચલાવ,
કરગ્રહી, ચલાવ અગ્રે, મમ બળે ન ડગ ભરૂં, નમું. ૪
હે કૃપાધન, તું આપ, વિમળ બુદ્ધ શુદ્ધ વાત,
શ્રેષ્ઠ દાન પામતાંજ, જયનાદ ઉચ્ચરૂં. નમું. ૫

---

## સંક્ષિપ્ત દત્ત ચરિત્ર.

### જન્મ તથા બાળ્યા વસ્યાની વાતો.

જેણે પ્રીતિ અવર્ણિય, અધમ જગતપર ઘણીજ દરશાવી;
આત્મ સમર્પણ કીધું, જગત તણાં અઘ નિવારવા આવી;
સ્વર્ગ ભુવનને છોડયું, છોડયો વૈભવ ઘણો સુખદાતા;
કહ્યું કવિતાની માંહી, દેવકુંવર જે દયાનિધિ ત્રાતા;

## રાગ ગોડીની દેશી.

દીશા દક્ષિણમાં એક દેશ; ખ્યાતી ભોગવે સારી વિશેષ,
દેશ માહુર તે તણું નામ; રૂષી તપ કરે તે ગામ, ૧
રૂષી ઘેરે જન્મેલી સતી, ધર્મ નીતિથી શોભતી સારી,
દિવ્ય સંતો તે પાસે આવ્યા, વધામણી ગગનથી લાવ્યા. ૨
જોઇ સતી તેમને બહુ બીધી, દેવોએ બીક નિવારી દીધી,
ધન્ય, ધન્ય, તને ઓ સતી, કહું વાત મહા શુભકારી. ૩
દેવો આવશે તારી પાસે, અને પુત્ર તારા તેઓ થશે,
સુણી સતી અચંબીત થઇ, દીલ ધીરજ લેશ ન રહી. ૪
હું છું પવિત્ર સતી નારી, પુત્ર વાત કહો શું ભાળી,
સંતે કહ્યું, ડરો નહિ બાઇ, કહો દેવોથી શું નહીં થાઇ, ૫
પરમેશ્વર જે દેવો કેવાય, તેની શકિતથી જશો છવાઇ,
પુત્ર તમને જે પવિત્ર મળશે, તે તો દત્ત નામે કહેવાશે. ૬
નામ તેનું તું દત્ત જાણ, પાપીઓને એ દેશે ત્રાણ,
માટે ધન્ય અધિક તું થશે, જગત્રાતા તુંથી જનમશે. ૭
થયા અદશ્ય એવું કહી, અનસુયાએ વાતો દીલ ગ્રેહી,
થઇ પુત્રવંતી તે સતી, નાથ તેનાએ એ વાત જાણી. ૮
હરખ્યો તે મનની માંહે, દેવતાઓ આવ્યા તેના ઘેરે,
માટે ધન્ય અધિક તે થયો, આખી સૃષ્ટીમાં તે પરખાયો. ૯
દત્તા ત્રેય તે કહેવાશે, જગતનાં નિવારશે પાપ,
માટે શંકા બધી દુર ધરી, નિત્ય રાખજો નામ સ્મરી. ૧૦

# દત્ત જન્મોત્સવને પ્રસંગે.

## રાગ પદ પનાશ્રી.

જય જય દત્ત દયામય સ્વામી. ટેક.

સ્વરતું સુખ તેં મુકી દીધું, માનવ દુઃખ નીહાળી;
નભથી ભુલગ નિચો થઇને, છેક થયો તું ખાલી. જય. ૧

તું ધનવાન છતાં નિરધન થઇ, આવ્યો આ જગમાંહી,
સ્વર્ગ ભુવનનો રાજકુંવર તે, દીન પણાને ગ્રાહી. જય. ૨

માતા અનસુયા પેટે જન્મી, માનવ દેહ તેં ધરી,
નમ્ર બાળ થઇને વ્હાલા, કોમળ કાયા તારી. જય. ૩

આ જગમાંહે વાસ કરીને, જનહીત કાયો કીધાં,
અંધા, પંગા, ચંગા કીધાં, અંગ પરિશ્રમ લીધા, જય. ૪

પ્રેમ દયાથી નીશદીન વરતી, શુભ ઉપદેશજ દીધો,
તોપણ જગતે અંધ બનીને નાથ ન માની લીધો. જય. ૫

મુજ કાજે બહુ દુઃખો સહયા, પીડીત કીધો તને,
ગાઉં નીરંતર તુજ ગુણ ગીતો, પરમ પ્રીય દત્ત મારા. જય. ૬

---

## દત્તના જન્મનું ગીત.

ગાઓ જય ગાન, આજે ગાઓ જય ગાન;
સંતો સાથે ગાઓ આજે જય જય ગાન. ટેક.

સ્વરવાસી દેવ આવ્યો, માનવીની પાસ,
સંતોનો સ્વામી તે બન્યો અહીં દીન દાસ. ગાઓ. ૧

તજયું સ્વર, તજયું ઘર, ગકરવી રેઠાણુ,
ધરી નર દેહ તેણે, સ્વીકારી દીનતા. ગાઓ. ૨

ગરીબી ધરીને દીધું, ગરીબીને માન.
ગરીબપણાનું લીધું, તેણે સહુ જ્ઞાન. ગાઓ. ૩
ગરીબ લાચાર પીડાએલા પાપી કાજ,
ઉદ્ધારવા થયો દીન ધરી નહિ લાજ. ગાઓ. ૪
પતિતોને તારવાને, કેવી કીધી રેમ !
અધમ ઉદ્ધારવાને, કેવો છે આ પ્રેમ ! ગાઓ. ૫
ત્રાતા, અમો સહુ થઇએ દીન તું સમાન,
સ્મરી પ્રેમ તારો અમે ગાઇએ જય ગાન. ગાઓ. ૬
આનંદી દત્તજયંતી તને, સ્મરીએ એ રીત,
દત્ત ગુરૂ તણું મન, ધરીએ ખચીત. ગાઓ. ૭

---

## રામનું જય સ્તોત્ર.

### દોહરો.

જય જયકારા રામના બોલો, પાપી કાજે આવ્યા તે,
માનવ રૂપ લઈ આપણને, પ્રેમ અતિ દરશાવ્યો છે;
જય જયકાર રામના બોલો, દાસપણું છોડાવ્યું છે.
રે રે આપણ માટે કેવું, દુઃખ અતિ ઉઠાવ્યું છે.

સુતા નીચે, ગણાયા બાળમાં,
ખમ્યો અસહ્ય દુઃખ, મનુષ્ય ત્રાણમાં.
ખમ્યા દુઃખો રાજા થયા છેવટે,
વિજયથી પામ્યા રાજ, દીને લીધું આખરે.
સુખ બહુ થયું, દુઃખ સહુ ગયું,
આનંદ સહુ કરો, કરો જાણુ થયું ચાણુ.
બોલો રામના જયકાર, જય જયકાર.

## કૃષ્ણના જનમનું ગીત.

### રાગ ગરબી.

સુણુ કહું સુખાકારી એક વારતાજો, જનમ્યો કૃષ્ણ પાપી કાજજો.
સ્વરપતી નરદેહ ધરી, આવીઓ જો.–ટેક.
ધન્ય ધન્ય દીન તે થયો જો, આનંદને સુખ ધામજો,
સ્વરપતી નરદેહ ધરી આવીઓ જો.
આકાશ થયું રળિયામણું જો, પ્રગટયો ત્યાં તેજનો અંબારજો,
સ્વરપતી નરદેહ ધરી આવીઓ જો.
સીચમાં હતા ગઉ પાળકો જો, સંતે જણાયું તે વાર જો,
સ્વરપતી નરદેહ ધરી આવીઓ જો.
સંતો આશકાથી ઉતરી જો, આનંદમાં ગીત ગાય જો,
સ્વરપતી નરદેહ ધરી આવીઓ જો.
તારો સુશોભિત ઉગીઓ જો, ચારે દીશાની માંયજો,
સ્વરપતી નરદેહ ધરી આવીઓ જો.
ગ્નાની લોકો જોઇ નીકળ્યા જો, કૃષ્ણના દર્શન માટજો,
સ્વરપતી નરદેહ ધરી આવીઓ જો.
આવીને શીશ નમાવીયાં જો, અર્પણ કરી વળ્યા વાટજો,
સ્વરપતી નરદેહ ધરી આવીઓ જો.
અવતર્યો તે કોણ કારણે જો, લેજો લક્ષે આ વાત જો,
સ્વરપતી નરદેહ ધરી આવીઓ જો.
જગના તારણ કાજે આવીઓ જો, પ્રીતિ કરી સહુ માટજો,
સ્વરપતી નરદેહ ધરી આવીઓ જો.

# દત્તનું ચરિત્ર.

## રાગ–ગરબી.

છબી ખુબ સારી બહુ પ્યારી તારી, એ ગુરૂ દત્ત લાગેરે, ટેક.
પ્રેમ દયા શુભ કરૂણા મમતા, દીપે છે સર્વાં ગેરે. છબી. ૧
રાંકપણું બહુ દીનતાં નીરખી, મુજ મન મોટપ ત્યાગેરે. છબી. ૨
મિત્રોમાં તું શરેષ્ઠ સખા થઇ, બહુ વિધ સંકટ ભાગેરે. છબી ૩
પ્રેમી કર દઇ નાથ ઉગારે, જવ તુફાનો જાગેરે. છબી. ૪
આત્મિક યુધ્ધે ઢાલ ખરી તું, શતરૂ બાણ ન વાગેરે. છબી. ૫
મહા મનોહર મિષ્ટ તું લાગે, તુજ સંગત મન માગરે. છબી. ૬
શરણુ ગ્રહીને નાથ દયાનીધ, ગાઉં નિરંતર રાગેરે. છબી. ૭
દાસી આપની બહુ અભીલાષી, દર્શન નિત નિત માગેરે. છબી. ૮

---

# દત્ત સ્વામી.

## રાગ પદ.

દત્ત ગુરૂ છે પ્રીતમ મારો, મધુર અતિશય લાગે રે. ટેક.
જેના હોઠોથી મધ ટપકે, સુંદરતામાં સારો રે,
જેના નયને રમતી કરૂણા, એજ દત્ત છે મારો રે. દત્ત. ૧
મુજ સંગે બહુ પ્રેમે રે છે, સારાં વાનાં દે છે રે,
જો અપરાધ પડે કંઇ મારો, મ.શી તે બક્ષે છે રે. દત્ત. ૨
પ્રેમ જગાડે વિધવિધ રીતે, આશ અચળ પણ રાખે રે,
બહુ વિધની ખામીને ખોડો, ધઇર્ય ધરીને સાંખેરે. દત્ત. ૩
ઘટમાં જો હું ઘાયલ ભાસું, પાટો બાંધે તેતો રે,
બહુ મમતાથી પાસે રહીને, દુઃખ વિદારે એતો રે. દત્ત. ૪
આશા, શાંતિ, દીલાસો પણ, નીત નીત્ દેતો રે છે રે. દત્ત ૫

# રામ મારે મન વસીઓ.

## રાગ ગરબી.

રામ રાજા મારે મનવસીઓ, વસીઓ, વસીઓ, રસીઓએ.–ટેક.
નિરબુધ મુરખ, લોક ગણે છો, છોને કહે, જો, હસીઓએ. રામ૦
ડુબતો હું પાપીને દેખી, પ્રીતિથી મજગમ ધસીઓએ. રામ૦
મારે માટે બહુ વેદના વેઠી, દુઃખો વેઠી નહીં ખસીઓએ. રામ૦
સદા પ્રેમાળ સ્વરૂપ હું દેખું, તેથી હૃદયમાં ઠસીઓએ. રામ૦
કેણુ જુદો તેથી રહેનારો, પ્રીતિથી બાંધી કસીઓરે. રામ૦

----

# શ્રી ગુરૂ દત્ત.

## રાગ–પદ.

ત્રાતા દીન દયાળ, જગતે નવ જાણ્યો, ટેક.
પ્રેમ કરી જગ પાસે આવ્યો, કીધો નહી સ્વીકાર. જગતે. ૧
અજવાળું જગ કાજ હતું પણ, જગે ચહયો અંધકાર. જગતે. ૨
જગનાં કષ્ટો કાઢયાં તોપણ; કીધો જગે અપકાર, જગતે. ૩
બહુ રોગીના રોગ નિવાર્યા, રાખી કરૂણા પ્યાર, જગતે. ૪
પણ જગતે તો ક્લેશી કીધો, તેને વારંવાર. જગતે. ૫
આંખ ઉઘાડી અંધાની કે નિરખે સૃષ્ટિ શણગાર. જગતે. ૬
જગતે આંખ મીંચી નવ ભાળ્યો, દ્રષ્ટિનો દાતાર. જગતે. ૭
કઇંક મરેલાને કરૂણાથી, જીવાડયા તે વાર. જગતે. ૮
જગતે જીવનના દાતાને, ઇચ્છયો કરવા નીચે. જગતે. ૯
જીવન દેવા જગને આવ્યો, પ્રેમ કરી જે વાર. જગતે. ૧૦
જગતે નીંદા કરવા માડી પાડી બહુ પુકાર. જગતે. ૧૧
એવા જગથી જુદા થાજો, જો ત્રાતાનો પ્યર. જગતે. ૧૨

# શુદ્ધ આત્માને બોલાવવો.

## એક ચીસા સવઇયા.

મનની અંદર કરવા મંદર, આવો હે શુદ્ધાત્મા નાથ,
આદર ભાવે ને ઉલ્લાસે, બહુ સંતમાને જોડું હાથ.--ટેક.
હેતે હઇયું સોંપું મારૂં, આવો નાથ બિરાજો ઉર,
અડચણ કારક ખેદજનક, સઉ એવું મેલું કરજો દુર. મનની.
જો હઇયું પાષાણ તણું તો, નમ્ર કરીને કરજો વાસ,
અંધારાથી હોય ભરેલું, તો દેજો સ્વર્ગી પ્રકાશ. મનની.
દુરગુણને સહુ પાપો મારાં, તારા તેજ થકી ગભરાય,
જેમ રાત્રીનાં વનચર પ્રાણી, અજવાળું જોઇ છુપી જાય. મનની.
બક્ષીસો તુજ સાથે લઇને, આવી આશીરવાદો આપ,
સત્તા પાપ તણી ઉખેડી, મજમાં તારી ગાદી સ્થાપ. મનની.
ત્રાતાનાં વચનો સંભારી, માગું તેને નામે આજ,
મુજ અંતર આત્મામાં નિશદીન, રેજો સુખમય તારૂં રાજ. મનની.

---

# દત્તની સમક્ષતામાં રહેવું.

## રાગ—મલ્હાર.

નજર થકી દત્ત દુર ન કરજે, કાંકે ભય મુજને ભારી. ટેક.
ચોપાસે છે વિધ વિધ ફાંદા, મત લલચાવે એવાં વાના.
ભય ભય ભય ચોમેર દીસે છે, રક્ષણ કર તું ભય હારી. નજર. ૧
અબળ ચળીત લાચાર ઘણો હું, સબળ અરી દળ છે ભારી,
હે બળદાતા દે બળ મુજને, હાલત એ તુ જો મારી. નજર. ૨
દઢતાનો અંકુર ઉગાડી, અધિક શ્રધાને શઉર્ય જગાડી,
લે કામે તુ મજને તારા, નાથ અરજ એ છે મારી. નજર. ૩
રીપુ દળ હણવા ઉલટ દેજે, આશ્રર્ય શુભ, ગઢ મારો થાજે.
પળેપળ ક્ષણેક્ષણ સંગે રહીને, હે દત્ત કર રક્ષા મારી, નજર. ૪

## ગાવા વિષે રામ ગુણ ગાઓ.

### રાગ ગત

ગા. ગારેગા, ગારેગા, ગારેગા, રામ ગુણ ગારે, તન મન દ્વારે,
શુદ્ધ ઉદગારે, સહુ જનમાંરે, તુજ ઘરબારે. ગા.--ટેક.
ગાતું હેતે હઇયે ધરી, ગા ઉમંગે ગા,
આભારી મન રાખતાં, પ્રેમ સ્મરીને ગા ગા. ૧
રાખી હર્ઇયું બોલતું, મુખ ઉચારો સાથ,
પ્રેમાનંદે લીનતા, લેજો ગાયન સાથ. ગા. ૨
ગા. સેવાના ભાનથી, ગા રામની પ્રીત,
સઉ પ્રસંગે રાખજે, ગાવાની આ રીત. ગા. ૩
રામ માંહે બહુ ભરી, ગાવાની શુભ વાત,
ગાયા કરરે જીવડા, આનંદથી દીન રાત. ગા. ૪

---

## હમેશાં ઇશ્વરનાં ગીતો ગા.

### રાગ-કલ્યાણ.

ગા. ગારે જીવતું નીશદીન રામને ગા. ટેક.

જેણે અવનીપર ઉપજાવ્યો; તુજપગ રેહેમ નીરંતર લાગ્યો,
પ્રેમ કરીને પોષણ દીધું, ક્ષણ પ્રતિ ક્ષણ તુંજ રક્ષણ કીધું.
સુખ કરતા, દુઃખ હરતા, જગ કરતા, તુજ ધરતા ગારે. ગા ૧

તેં ભટકેલ શીશું સમભારી, વિમુખ થઇ કીધી બદકારી,
દુર ગયો પિતુંસ્નેહ ધીકારી, તોપણ તેણે ન દીધો વિસારી,
પ્રીત ભારી, બહુ સારી, સંભારી, લલકારી, ગારે ગા. ગા. ૨

પ્રેમ કરીને રામજ આવ્યો, નાશ થતા નવ તારો દીધો,
તારણ તેણે તારૂં કીધું, અક્ષય દાન અનુપમ દીધું.:
લહી મનમાં, શુભપણમાં, સહુ દીનમાં વળી જનમાં ગારે ગા. ગા. ૩

# આત્મિક હથિયારો.

## ભજન.

(મરી જાવું છે માયા મેલી એ-રાગ.)

લો, લોની આયુધ આ લોની; લડી કરી જય લોની, લો. ટેક.
ચોગમ શતરૂ મોરચા માંડી, ઘેરી રહ્યા છે જોની, લો. ૧
ભુંડાઇ સેના સામી ખડી છે, જંગ જગાવી દોની, લો. ૨
કમર કસજો સત્ય તણીને, બહાદુર શુર સજોની, લો. ૩
ન્યાયપણાનું બખ્તર ધારી, બીક ન ધરશો ભેની, લો. ૪
સત્યે વાતાની તઇયારી ચરણે, ધારીને ઉભારોની, લો. ૫
બાણ ભુંડાનાં હોલવવાને, વિશ્વાસ ઢાલ ધરોની, લો. ૬
તારણને શીર ટોપ રાખીને, શુરા સિપાઇ બનોની, લો ૭
દેવની વાત જે તેજ ખણ છે, હાથ ઉપાડી લોની, લો. ૮
યુધને મોખરે રામ છે બળીઓ, બીદ ન રાખો કોની, લો. ૯
ધર્મને યુધ્ધે દેવની સેના, હરખે તન અરપોની, લો. ૧૦

---

## દત્તના દુઃખ.

### રાગ-ગઝલ.

વિચારૂં દુઃખ દ-તનાં હું જયારે,
વહે છે નીર ચક્ષુમાંથી ત્યારે. ૧
હતો એ વિશ્વનો સ્વામી નિયંતા,
જનો કાજે તજી પોતે પ્રભુતા. ૨
બચાવા વિશ્વને પોતે એ આવ્યો,
છતાં તે વિશ્વને જરા ન ભાવ્યો. ૩

થયો નીચો જનોને ત્રાણુ દેવા,
છતાં વિશ્વ દીધો નહિ ઠામ રેવા. ૪
નીહાળું જીંદગી હું તેની જયારે,
દીસે ક્લેશી અને દર્દી એ ભારે. ૫
મળ્યો સંતાપ ને દુઃખો દહ્યા અરેરે,
અને કેવી રીતે તે ઠરે છે. ૬

---

## દત્તનો મહાન પ્રેમ.

### જય જય જય જય, દત્તના જય.–એ રાગ.

જય જય જય જય, શ્રી ગુરૂ દત, એ ત્રાતા પ્રીતિવાન,
બચાવ્યો પાપી આત્મા મારો, આપી તારો ટાઇમ. જય.–ટેક
રે, સોનાથી કે રૂપાથી, બચાવીયા નતેં, (૨)
હું પાપી માટે તેં દુખો સહ્યા ને રડયો બને છે. જય. ૧
રે તિથ સ્નાન દાન જપ તપ કોઇથી (૨)
ગયાં ન પાપ માહરાં. શિવાય દત્તથી. જય. ૨
જો ભાળું હું ભુમંડળે, ન કોઇ તું સમાન (૨)
તું પ્રીતિરૂપ, પ્રીતિરૂપ, તે દીધો છે ટાઇમ. જય. ૩

---

## દત્ત પાસે શીખવું.

### રાગ–ગરબી.

નીત નીત દત્ત ગુરૂ પાસ ભાવે રીજીએ,
શીખવા સુગુણ ચરણ પાસ રીજીએ નીત, નીત. ટેક.
પ્રીતિનું શિક્ષણ આપે,
નીતિને પંથે સ્થાપે,
મનનું અંધારૂં કાપે,
રોજ રોજ બોધનું, મનન કીજીએ નીત નીત. ૧

છે નમ્રતાનું રૂપ,
આ ન્યાયપણાનો ભુપ,
બીડ ભજન રેમ અનુપ,
અનુસરી નીશદીન, સુફળ રોજ દીજીએ, નીત નીત. ૨.

ગુરૂના જેવા થઇએ,
તેના જેવા નિત રહીએ,
શિક્ષણ તેનું શુભ લઇએ,
પ્રેમ રેમ, નેમ, રોજ, લક્ષ લીજીએ, નીત નીત. ૩.

---

## જગ મોહ નુકશાનકારક છે.

### કાલીંગડાની ગત.

ક્ષણ ભંગુર સુખ જગનું ચાહી, પામર જન તેને મોહે છે,
રે મોહે છે, જીવ ખોએ છે. ક્ષણ ભંગુર-ટેક.

જયમ દીપક મોહ પતંગ કરી, (૨) નીજતન બળતામાં ખોએ છે,
તે મોહે છે, જીવ ખોએ છે. ક્ષણ ભંગુર. ૧

જગ સુખ કાજે કાવાદાવા, (૨) રચતાં અવસર શુભ ખોએ છે,
તે મોહે છે, જીવ ખોએ છે. ક્ષણ ભંગુર. ૨

હરતો, ફરતો, દ્રવ સંઘરતો (૨) ભણતો મુજ સમ નહિ કોએ છે,
તે મોહે છે, જીવ ખોએ છે. ક્ષણ ભંગુર. ૩

અંતે બાજી બગડે ત્યારે (૨) તે હાથ ઘસીને રોએ છે,
તે મોહે છે, જીવ ખોએ છે. ક્ષણ ભંગુર. ૪

મધ મીઠું તે વિખતુલ્ય થાશે, (૨) જયારે નક્ષગ્નિ જોએ છે,
તે જોએ છે, જીવ ખોએ છે. ક્ષણ ભંગુર. ૫

માટે કર કરતાની ભકિત, (૨) અવસર સારો શીદ ખોએ છે,
શીદ ખોએ છે. શીદ ખોએ છે. ક્ષણ ભંગુર. ૬

## સત્ય વાતો.

### રાગ—લાવણી.

તમો બધા, સજ્જન ભાઇ, ઝટપટ થાઓ સત્યગ્રાહી,
શું રહ્યા અરે મુંઝાઇ. ઝટ લીઓ દત્તને સાહી. ટેક.
હા સમજો વેદ પુરાણો, નવ કોટે બાંધો પાણો,
બુડશોરે, અરેરેરે, નક્કી એ છે ચેતજો ભાઇ. ઝટ. ૧
હા, હતી હું પણ તમ જેવી, દત્તને નવ પુંજનારી તેવી.
જાણી કુટેવ, છોડી તતખેવ, તજ્યા એ દેવ સુણો સહુ ભાઇ.
તમ તારણ ઇચ્છા કરશો, તો વાત લક્ષમાં ધરશો. ઝટ. ૨
અહો મમ રીત વિચારો ચિત. થશે તમ જીત, જગની માંહી.
અક્ષય સુખ દીલમાં ચાહો, નહિ ક્ષણિક સુખે લોભાશો. ઝટ. ૩
કરો શુભ આશ દત્તની પાસ. કરો વિશ્વાસ, પાપે પરતાઇ. ઝટ. ૪

---

## અલ્પાયુષ.

### રાગ—લાવણી.

જરા તું નજરે જો ધારી, જરા તું નજરે જો ધારી,
ઓ ચાલ્યું આવરદા જાય, ચાલે વ્હેતું વારી.—ટેક.
વેગ આવરદાનો ભારી, વેગ આવરદાનો ભારી,
દોડે છે એ રાખ બનાવવા, કાયાને ત્હારી. જરા તું.
સમજ જીવ નહીં રે ગાફલતું, સમજ જીવ નહીં રે ગાફલ તું,
ઝટપટ તુજને ઝડપી લેશે, ત્યારે કરશે શું? જરા તું.

જીંદગી ઝટ પુરી થાશે, જીંદગી ઝટ પુરી થાશે,
કુસુમ લલિત કરમાતાં જેવી કરમાઇ જાશે. જરા તું.
અહી જગ સુખ દોલત ઝાઝા, અહી જગ સુખ દોલત ઝાઝા,
આયુષ વ્યર્થ ગુમાવી ત્હારૂં, મુકીશ નાહ માત્ર. જરા તું.
સજન ધર સદબુદ્ધિ સારી, સજન ધર સદબુધ્ધિ સારી,
સાર્થક જીવન કરવાને કર, તારણુ તઇયારી. જરા તું.

---

## હે પ્રભુ, રાજાની રક્ષા કર;

### જગપતિ કરશે સ્હાય તારી. એ રાગ.

રામ કર રક્ષા રાયની તું (૩) ટેક.

કૃપાળુ કૃપાનો ભુજ, ધરી શીર ઉપર,
વળી ભુપતિના રાજ, કાજ, તાજ સહુ પર,
બહુ આશીર્વાદો આપી,
દુઃખ સંકટ સરવે કાપી,
રાજ્યે સુખ શાતા સ્થાપી, રામ કર રક્ષા.
કર સ્થિર તેનાં રાજને, વરતો જય જય કાર,
બ્રિટિશ અમલ સુખકર થજો, હિંદ મહીં સહુ ઠાર.
કૃપાળું જણાય રાજ, ધરી ન્યાય શરૂંગાર,
અધિક અધિક થજો, બ્રિટીશ સત્તાનો પ્યાર.
પામી સુખ શાંતિ સારી,
આ દેશ તણાં નર નારી,
નીશ દીન બોલે પોકારી. રામ કર રક્ષા.

## રામનું સ્મરણ.

### રાગ-પદ.

સ્મરો નિત ભાવે, જગ કરતા,
રટો નીશદીન તે દુઃખ હરતા,
ભજન તેનું છે સુખ કરતા,
થાય આનંદ અધિક સ્મરતા. ટેક.

સંસારી સહુ સામગ્રી, ને વઇભવ, ઝાઝું ધન,
સાચુ સુખ રામ સેવાવિણુ, પામ્યા નહિ કોજન. સ્મરો. ૧
રામ છે બહુ મધથી મીઠો, આહાવા લાયક તે,
મધુરતાથી તૃપ્તી પામાડે, થઇ સુખદાયક એ. સ્મરો ૨
આત્મિક જીવનનાં દાનોનો સારો છે ભંડાર,
જે જોઇએ તે મળતું તેમાં, તેથી જોડો પ્યાર. સ્મરો. ૩

---

## દુત તારામાં આવવા દે.

આવવાને દે આજે, આવવાને દે,
સ્વર્ગી પરોણાને મહીં આવવાને દે ટેક.
ઠોકે છે તે દ્વાર આજે, ઠોકે છે તે દ્વાર,
દુત ગુરૂને તું. માંહે આવવાને દે. આવવા. ૧
હઇયું ખોલી દઇ આજે, હઇયું ખોલી દઇ,
મિત્ર કરી લઇ તેને, આવવાને દે. આવવા. ૨
ઢીલ નહીં કર આજે, ઢીલ નહીં કર,
રખે તને તજી દઇ, ચાલ્યો જાય તે. આવવા ૩

## ૬-તને શોધો.

રાગ–પદ.

(ભોળા ભુલમાં શું ફરે ભમતો એ રાગ.)

આ અવસર છે બહુ સારોરે, ઝટપટ ૬-તને કર ત્હારો. ટેક.

હમણાં શોધ કરે છે ત્હારી, બહુ કરૂણાથી તે તો,
"પાપીના મરણે નહિ રાજી," ત્રાણ ચહે છે એ તો રે. ઝટપટ. ૧

હાલ દયાનાં દ્વાર ઉઘાડી, કરૂણા તે દરશાવે,
બંધ થશે જે વારે ત્યારે, નહીં ખોલે ખખડાવે રે ઝટપટ. ૨.

હમણાં ત્રાતા શર્ણે જાતાં, કરશે આદર ત્હારો,
વખત ગયો ત્યારે નવ સુણશે, ત્હારા દીન પોકારોરે, ઝટપટ. ૩

આવરદા ઓછી થાયે છે, દીન દીન વીત્યે તારી,
ઝટ જીંદગી પુરી થઇ જાતાં, બંધ થશે સહુ બારીરે, ઝટપટ. ૪

માટે દુર હમણાં દુત ગમતું, માન્ય સમય આ ત્હારો.
જીવન દાતાને શર્ણે જઇ, પામ ભલો છુટકારોરે, ઝટપટ. ૫

---

## મહારાજા એડવર્ડ ૭ મા માટે ઇશ્વર વિનતિ.

રાગ ગરબી.

જીવો જીવો એડવર્ડ રાય, કઇસર હીંદનોએ,
જામો જરા બહુ જગનીમાંય, રૂડા રાયનોએ.–ટેક.

આશીષ ઇશ તું રાયને દેજે, વળી અહોનીશ સંગ તું રેજે,
ચઢતી વધતી વધતી પામે, કઇસરે હીંદનોએ. જીવો.

ન્યાયપણું શુભ રાયને આપો, ન્યાયનું ધોરણ રાજમાં અપાયે,
દીર્ઘ કાળ તખ્તે રહે, કઇસરે હીંદનોએ. જીવો.

કૃપાલાનો દત હેતથી દેજે, તુજ ભંડારમાં ઉતમ જે જે,
જય જય જય પામે બહુ શાણો કહસરે હીંદનોએ. જીવો.
સર્વ પ્રસંગે રહાય તું દેજે, દુઃખ ને સંકટ વિસારી દેજે,
પામે સુખ બહુ બહુ વિશેષ, કહસરે હીંદનોએ. જીવો.

---

## દ-તની સંગત કરો.

રાગ પદ

ઓ ભુલ્યાજન તું, દતનો કર સગરે, ઓ ભુલ્યા.–ટેક
જગને જોબન વીતી જાશે, ઠાલો તેનો ઠાઠ,
કાયા, માયા, જાયા, દારા, ફીટી જનારાએ રંગરે. ઓ ભુલ્યા–૧
જો જગને તું લપટી રેહેશે, દેશે થેડું સુખ,
આખર સોંપી દેશે તરૂં, કાળના મુખમાં અંગરે. ઓ ભુલ્યા–૨

---

## ગુરૂવાર.

રાગ–ગરબી.

શુભ દીન ગુરૂવાર, આનંદકાર ઘણો છે, ટેક.
હેતે હયામાં વિચાર, આ દીન દતતણો છે. શુભ.
જગત ઉપર વિજય પામી, થયો બળવાન અ પણો સ્વામી
જુઠ તણું દુઃખ વામી, આનંદકાર ઘણો છે. શુભ. ૧
માતાનો વિજય પ્રેમ સંભારી સ્તુતિ કરી બહુ ગધએ આભારી,
રાખવી રીત આ સારી, અનંદકાર ઘણો છે. શુભ. ૨

આ દીને દત્ત મંદીએ જઇએ, ભકિતના કાર્યમાં સામેલ થઇએ,
શિક્ષણ શાસ્ત્રથી લઇએ, આનંદકાર ઘણો છે. શુભ. ૩
સંસારી કામથી નિવૃતિ લીજે, શાસ્ત્ર કથા નીત્ય પાનજ કીજે,
જેથી દત્તજી રીઝે, આનંદકાર ઘણો છે. શુભ. ૪
આ છે દતનો દીન સારે, સદાના વિશ્રામનો એ ઇસારો,
શુભ રીતે તે વિચારો, આનંદકાર ઘણે છે. શુભ. ૫

---

## આપણે પરદેશી છીએ.

વારૂં મારા વીરારે, ન કરીએ સંગ નિચનો હોજી-એ રાગ.

પરદેશી પંથીરે, છીએ સહુ આપણે હોજી,
ભટકીએ છીએ ભવરાનની માંય. પરદેશી-ટેક.

ગણ નહીં જગરે, વતન પોતાતણું હોજી,
થયું કોનું ધામ આ જગત ઓ ભાય? પરદેશી ૧

મોટા મોટા ભુપરે, ગયા મહા શ્રીમંતો હોજી.
ગયા હાલ નામ પણ તેમનાં ભુંસાય. પરદેશી ૨

નિશા સમે પક્ષીરે, મળે બહુ એકઠાં હોજી,
તેમ મળ્યાં છીએ જગ તરૂવર ચ્છાંય. પરદેશી ૩

જ્યારે અહીંઆંનોરે, સમય પુરો થશે હોજી,
ત્યારે ઉડી જઇશું, નક્ષણ રહેવાય. પરદેશી ૪

સ્વદેશની ગમરે, ચીત નીત રાખજો હોજી,
ઉપરનાં શોધવા વાનાં નીત આંય. પરદેશી ૫

વિરા જોઇ જોઇરે, વસ્તુઓ વ્હોરજે હોજી,
જો જે જગ વાનાંથી તું અમથો લપટાય લેદાય. પરદેશી ૬

# નવા વર્ષ માટે વિનંતી.

### રાગ કલ્યાણ.

હે કૃપાળુ વિશ્વનાથ, વિજય વિજય વિજય દે;
વિજય વિજય વિજય દે, વિજય વર્ષ આ નવે; હે કૃપાળુ.
સત્યનો પ્રકાશ થાય, અંધકાર નાશ થાય; ૧.
કુમતી કાપ જન સહુની, સરવને તું સુમતિ દે; હે કૃપાળુ
બોધકો પ્રબળ થાય, શોધકો ઘણા જણાય; ૨.
સરવ જે અસત્ય મત, ઝટ લઇ વિદાર જે હે કૃપાળુ.
અજ્ઞાનમાં જે આંધળા, ફરે અરેજનો ઘણા; ૩.
તેહને સુઝાડવાને, હરત તું લગાડજે; હે કૃપાળુ.
ત્રાણ પ્યાસથી મરે, ઉપાય વ્યર્થ બહુ કરે; ૪.
સજીવ નીરનું ઝરણ, તેમને દેખાડજે; હે કૃપાળુ.
વિશેષ આપ પાસ દાસ, એજ વીનંતી કરે; ૫.
સધે રાજ-દતનું તું, ભર્ત ભુએ સ્થાપજે; હે કૃપાળુ.

---

# ભરતખંડ માટે વિનંતી.

### રાગ–કેરવો.

આ ભર્ત ભુમી પર સત્ય રામ પ્રસરાવશોરે. ટેક.
વિમુખ રહે છે બહુ અજ્ઞાની, ઢોંગી ધુતારાની શીખ માની,
તેહ તણું બળ સધ્યે નાશ કરાવશોરે. આ ભર્ત ૧
નિર્જીવ ઢોંગીમતો પાસે, દોડે છે સહુ તારણ આશે,
નહીં તેથી કંઇ થાય એહ સમજાવશોરે. આ ભર્ત. ૨

કાં તો અઘ નિવારણ કાજે, તીર્થે જઇ મન શુદ્ધ નવ કરે,
એવાને શુદ્ધ જ્ઞાન હ્રદે ભરાવશોરે આ ભર્ત. ૩
તુજ દાસોને એ નિંદે છે, ને દીવાના પણ કે છે,
છે દુષ્ટ બુદ્ધિના એહ તેથી ફેરાવશોરે. આ ભર્ત. ૪
જાતિ જાતિ રીતો પાળે, દ્વેષ અને મદ મનમાં રાખે,
કાઢી એવું પ્રેમ હ્રદે રિપજાવશોરે. આ ભર્ત. ૫
રામ તણો સહુ પ્રેમજ ચોખે, અરસપરસ પ્રીતિ બહુરાખે.
છોડી અનેકને એક રામ ભાવશોરે આ ભર્ત. ૬

---

## તારણ શોધો.

સહુ કરો તઇયારી, વિનંતી મારી તારણ શોધવા ટેક.
શું બેઠા વિસારી, વાત એ ભારી, કરો તઈયારી, તારણ શોધવા.
ઉદધી રૂપ આ વિશ્વમાં, વારી પાપ ભરપુર;
શોધશો તો તો પહોંચશો, નહી તો બુડશો ભાઇ જરૂર; ૧.
લીઓ ધ્યાનમાં ધારી, વીનંતી મારી, કરો તઇયારી તારણ શોધવા;
સમજો છો સહુ દીલવિષે જે, નહીં અચળઆ ઠામ;
તો પણ એ દીશાહ થઈ, કેમ નાશ થાઓ છો આમ ? ૨
આ કેવી નઠારી ચાલ તમારી કરો તઇયારી તારણ શોધવા.
મૃત્યુ આવી ઝડપશે, જેમ તેતપર બાજ;
તરફડતા રડતા જશો, નહીં સીધશે એકે કાજ; ૩.
પછી થશે લાચારી, સ્થીતી તમારી કરો તઇયારી તારણ શોધવા.
રડવું ને દંત પીસવું, થશે ત્યારે ભાઇ;
ઇનસાફે રામ પુછશે, કહો કેવું કહેશો ત્યાંઇ; ૪.

નહી બોલવા બારી, ત્યારે તમારી કરો તઇયારી, તારણ શોધવા.
જો પુછો કો મુજને, ક્યાં શોધું હું એ;
"રામ વિના તારણ નહીં" નહીં ભાગે એવું નાવ છે.
આવો બેસવા મારી, વાત વીચારી, કરો તઇયારી તારણ શોધવા.

---

## રામની આજ્ઞા.

### રાગ ગરબી.

આજ્ઞા કહું રામ રાજાની, સહુ લેજો આઉર,
પ્રીતિમાં સર્વ સમાય છે, શીખીએ એ જરૂર.—ટેક.
એક રામ રાજા દેવ છે, નહીં અવનમનેર,
બીજી પુજા સઉ પ્રકારની, મહા મોટીનું જાણ. આજ્ઞા. ૧
વ્યર્થ ન લેવું દોઇ દી, રામ શુભ નાગ,
ગુરૂવાર દીન શુધ્ધ પાળતાં, લેજો જગથી આરામ. આજ્ઞા. ૨
માત પિતાને આપજો, રૂડી રીતથી માન,
ક્રોધે ન લેશો કોઇનો, ખુન કરીને પ્રાણ. આજ્ઞા. ૩
જાર કરમને ત્યાગજો, ભુંડા બોલ, વિચાર,
ચોરીનું ચિત્ત નવ રાખવું, કરો તેનો ધિક્કાર. આજ્ઞા. ૪
જુઠી સાક્ષી નહીં આપવી, ભલે થાય જોહાણ,
બીજાની વસ્તુનો લોભ એ, હાનીકારક જાણ. આજ્ઞા. ૫
સર્વનો સાર આ વાતમાં, કરો રામની પ્રીત,
પોતા જેવી સહુ ઉપરે, રાખો પ્રીતિની રીત. આજ્ઞા. ૬

---

# મરણ આવશેજ.

## મહીદીપ છંદ.

મરણુ કાળ મરણુ કાળ, આવશેજ ભાઇઓ;
છો હજી હયાત ત્યાં, કરો કંઇ ઉપાયો. મરણ.

નહી બચો જરૂર વૃદ્ધ, તરૂણ રંક રાણો;
છુટશો ન તેહથી, ઉપાય લક્ષ જાણો. મરણ.

કાળ ઝપટ પાસ કપટ, ચાલશે જરાએ?
પ્રૌઢ પહાડને તળે શું, છુટશો ભરાએ. મરણ.

મેળવ્યું વિશેષ દ્રવ્ય, માલ કે ખજાનો;
છોડી તેહ તો જશોજ હા, જશોજ માનો. મરણ.

આવીયા શું કામ આંહી, ભાઇએ વિચારો,
કરી કમાઇ કાંઇ કે, ગુમાવીયોજ આરો. મરણ.

નકી જવાબ આપવો, કરેલ કામનો તો;
નહીં રહે લગાર બીક, ત્રાણ આજ ગોતો. મરણ.

રાખશો ન ઢીલ લેશ, તરત કામ લેજો;
નહીં થશે બચાવ કદી, મરણ આવશે જો. મરણ.

કાલ વાયદો ન રાખતાં, કરોજ આજે;
કેમકે નથી ભરોસો, આજનીજ સાંજે, મરણ.

નહીં હશો તઇયાર, મરણ માટ જો તમો તો;
કાળ બાણ વાગતાં, વિમાસશોજ તો તો. મરણ.

શોક દુઃખ વેદના, થકી થશે વિલાપો;
કલેશ વેદના થકી જશે, બહુ બળાપો. મરણ.

જો ચહો હમેશ સુખ, જીવન લાભ થાતાં;
તો તઇયાર છે કૃપાળુ, રામ રાજા. મરણ.

---

## વધામણી આપો.

### રાગ હોરી.

રામના શુરા સિપાઇ, જન મંડળે આપો વધાઇ,
વધાઇ, જન મંડળે આપો વધાઇ. ટેક.

વિકટ સમય કદી તમ પર આવે, તન તમ ટુક ટુક થાઇ;
ગઉરવ સમજો તેમાં તમારો જય જય અંતે થાઇ.
રામના શુરા સિપાઇ જન મંડળે આપો વધાઇ.

વાઘ વરૂ સમ જન એ દીસે, ભડવું તેશું ભાઇ,
હોંસ ભરી હીંમત મન રાખો, કરશે રામજી સહાઇ,
રામના શુરા સિપાઇ, જન મંડળે આપો વધાઇ.

હાથ બતાવો હીંમત ધારી, ત્રાતાના ગુણ ગાઇ,
સત્યતણું મલયુદ્ધ મચાવો, ચીત કરો કર સાહી,
રામના શુરા સિપાઇ, જન મંડળે આપો વધાઇ.

પ્રેમ વચનનો માર દઇને, નમ્રતાએ લીઓ ગ્રાહી,
હાથ કરી રામ શરણે આવો, ધન્ય ધન્ય તવ થાઇ,
રામના શુરા સિપાઇ, જન મંડળે આપો વધાઇ.

---

## દુઃખી ન થાઓ

### રાગ–કાલીંગડાની ગત.

ઓ દત્તના વ્હાલા, કાં રડતો, ચકનીર ભરતો, દુઃખમાં ફરતો;
શીદને રડતો, દુઃખ દીલ ધરતો, ઓ દત્તના વહાલા.
મૃત પામેલાં પ્રિય જન તારાં, સ્વર્ગે વસે દુઃખ કાં ધરતો,
શીદને રડતો, દુઃખ દીલ ધરતો, ઓ દ-તના વ્હાલા. ૧
તુજ વહાલા, તે દ-તના વ્હાલા, દત પ્રીતિ તેપર કરતો,

જયાં તે છે ત્યાં નહી દુઃખ પીડા, નહીં રોગ નડે હાની કરતો,
શીદને રડતો, દુઃખ દીલ ધરતો? એ દ-તના વ્હાલા. ૩
ત્રાતાએ ધામ તઇયાર કર્યું, વિશ્રામ તણું છે તે ધરતો,
શીદને રડનો દુઃખ દીલ ધરતો! એ દ-તના વ્હાલા. ૪
જો આવા શકે અહીં, તો સે વદે, 'રડમા, અમકાજે' નીરભરતો,
શીદને રડતો દુઃખ દીલ ધરતો, એ દ-તના વ્હાલા. ૫
રડમા, રડમા, ધર ધીરજ તું, જો ત્રાતા આંસુ દુર કરતો.
શીદ તે રડતો, દુઃખ દીલ ધરતો, એ દ-તના વ્હાલા. ૬

---

## દત્તના પગમાં ચાલવાના શુભ પરિણામો.

### અપટ બુધ્ધિના નર સુણો સતવાણી એ રાગ.

દોડરે દોડરે દત્તજન તું વેગથી, હોંસથી દોડજે દોડ તારી; ટેક.
સ્વર્ગના ધામનાં રમ્યવાનાં બધાં, ખંતપી દેખતાં વાટતારી;
જો પેલા પુર્ણતાને વળી છુંટકો, ઉભાં છે સ્વર્ગના દ્વાર ભણી;
ભકિત સેવા સંગહર્ષ ઉભો રહી; વાત ઉચ્ચારતો તુંજ ભણી;
દોડરે, દોડરે દત્તજન તું વેગથી; ૧.
વારસો તું તણો સાથમાં ગઉરવ, રોજની જીંદગી સાથ રહી;
સ્વર્ગની ફાટકે બોલતાં જોરથી, "ધૈર્યથી દોડજે" એમ કહી.
દોડરે દોડરે દ-તજન તું વેગથી. ૨.
જો વળી સારો વિશ્રામ દેખાય છે પરમેશ્વર ઠામને બાળ જરી;
ગીત નવું અને સંતનો સાથને, દુત સમાજને પ્યાર કરી;
દોડરે દોડરે દ-તજન તું વેગથી. ૩.
ત્યાં વસે તું તણો ત્રાતાને ત્રીમુર્તિ ઇષ્ટ મીત્રો અને સ્નેહી સહુ;
બોધકો, શિક્ષકોને પ્રીય બાળકો તું તણી દોડનો તાજ સહુ;
દોડરે, દોડરે, દ-તજન તું વેગથી. ૪.